# RACE BUILDING

by

Rev A T Hoffert, B A.

# જાતિ બંધારણ.

લેખક

એ. ટી. હૉફર્ટ, બી. એ.

શાસ્ત્રમાંની થોડી વાત ઉમેરીને
અંગ્રેજીમાંથી ગુજરાતીમાં ભાષાંતર કરેલું.

1st Edition 2,000 copies

સુરત.

ગુજરાતની ધર્મપુસ્તકપ્રસારક મંડળીને વાસ્તે
આઇરિશ મિશન છાપખાનામાં એચ આર સ્કેટે
છાપ્યું તથા પ્રગટ કીધું.

ઈ. સ. ૧૯૨૧.

કિંમત ૭ પાઈ.

# જાતિ બંધારણ.

જાતિની વૃદ્ધિ તથા સૌથી ચઢતો વિકાસ તેનો આધાર સારૂં કુળ, અનુકૂળ પરિસ્થિતિ, મનોબળ, અને પ્રભુની કૃપા એવી વાત ઉપર છે. સારૂં કુળ બાળકને સાજું મન, આરોગ્ય શરીર અને જીવનની સારી શરૂઆત આપે છે, કે જે તેને સારૂ ઉપયોગી, સુખી અને ધાર્મિક જીવન ગાળવામાં મદદ કરવાને માટે મુખ્ય સાધન છે. નીચેની વસ્તુઓથી અનુકૂળ પરિસ્થિતિ થાય છે: (૧) બચપણમાં યોગ્ય માવજત, ખોરાક અને તાલીમ; (૨) જુવાનીમાં અને પુખ્ત ઉમ્મરની શરૂઆતમાં તેને જીવનની ફરજો માટે લાયક બનાવવાને કેળવણી એટલે માનસિક, શારીરિક, સામાજીક અને નૈતિક સદ્ભાવોની ખીલવણી; (૩) અને પ્રતિકુળ સામાજીક શક્તિઓ જે તેના નૈતિક અને શારીરિક હિતને હાનિકારક છે તેથી પુરતું રક્ષણ. મનોબળ મુસ્કેલી દૂર કરવા અને મુસ્કેલીઓ પર જય મેળવવા માણસને શક્તિમાન બનાવે છે. પ્રભુની કૃપા નીચેની બાબતો પુરી પાડવા માટે અપાયલું સાધન છે: (૧) પોતાના કરતાં ઉચ્ચ વ્યક્તિને ભજવાની માણસની કુદરતી ભાવનાને સંતોષવી; (૨) આ લોકમાં પાપની સત્તામાંથી છુટકારો; (૩) પરલોકમાં તારણની ખાતરી; અને (૪) નૈતિક તથા આત્મિક સ્વભાવ કે જે કંઈ ભુંડું હોય છે તેનો અનાદર કરે છે, અને પોતાને માટે તથા પોતાના જાતિભાઈઓ માટે ફક્ત જે સારૂં, પવિત્ર, સત્ય અને સુંદર હોય તેજ શોધે છે, તેની ખીલવણી.

જ્યાં સુધી દુનિયામાં જનમેલાં બધાં બાળકોને સારૂં કુળ, અનુકૂળ પરિસ્થિતિ અને પ્રભુની કૃપા મળે ત્યાં સુધી જાતિનું ભવિષ્ય સલામત છે. પણ એવી પ્રતિકુળ શક્તિઓ કામે લાગી રહી છે કે જે લાખો છોકરાંને નિરોગી જન્મ પામતાં અટકાવે છે અને પ્રતિકુળ પરિસ્થિતિ કે જેનું વલણ તેમની શારીરિક તથા નૈતિક પાયમાલી ત્વરાથી કરવાની હોય છે કે જેથી કરીને ઘણાંઓને માટે પ્રભુના તથા ધર્મના આશીર્વાદો મેળવવા એ તદન અશક્ય જેવુંજ છે, તે પુરી પાડે છે. દુનિયામાં ઘણાં બાળકો આંધળાં, નબળાં મનવાળાં અથવા રોગી શરીરવાળાં જન્મે છે, કેમકે તેઓના બાપોએ અનીતિવાન વર્તણુકને લીધે થતા ઇંદ્રિય રોગો સંપાદન

કીધા હતા. જેઓ કેફી પદાર્થોના વ્યસનમાં પડેલા હોય છે, તેઓનાં બચ્ચાં નબળાં થાય છે. મદ્યાર્ક (આલ્કોહોલ) એક ઝેર છે કે જે હજારો માણસોને જન્મથીજ રોગી બનાવે છે, અને જેઓ દારૂનો અતિશય ઉપયોગ કરે છે તેઓની ઓલાદોને અધોગતિમાં લાવે છે. જાતિય અધોગતિનાં કારણો જેવાં કે ક્ષયરોગ, માનસિક રોગો, જ્ઞાતિબંધન, બાળલગ્ન વગેરેમાં, મદ્યાર્કથી કોઈ મોટું નથી. જનમ્યા પ્હેલાં લાખો બાળકોને સુધરી ન શકે એવું નુકશાન મદ્યાર્ક કેવી રીતે અને કેટલી હદ સુધી કરે છે, અને જીંદગી પર્યંત તેઓની તંદુરસ્તી, માનસિક શક્તિઓ અને નૈતિક હિતને નબળાં પાડે છે; અને પરલોકમાંનાં અનંત આનંદ અને સુખ મેળવવાની આશા નાબુદ કરી નાખે છે તે બતાવવાને આગેવાન માણસો તરફથી પુષ્કળ પુરાવા મળે છે. આપણી નાની પોથીમાં જેનો સમાવેશ થઈ શકે તેટલી નીચેની બીનાઓ તરફ ધ્યાન ખેંચવા દો:—

## ૧. ગર્ભમાંના પ્રાણી ઉપર મદ્યાર્ક(આલ્કોહોલ)ની માઠી અસર.

૧. જાનવરો: બચ્ચાંને દારૂનું ઝેર કેટલું નુકશાન કરે છે તે નક્કી કરવા માટે જાનવરો તેમજ મનુષ્યો બંનેની જીંદગીનું અવલોકન કરવામાં આવ્યું છે. ફીનલંડ દેશના હેલ્સીંગફોર્સ વિશ્વવિદ્યાલયના પ્રોફેસર લાયેટીનેને ત્રીસ મજબુત તથા તંદુરસ્ત 'ગીનીપીગ્સ' નામનાં જાનવરો લઇને તેમની પંદર પંદરની બે ટોળી કરી. એક ટોળીને દરરોજ તેણે મદ્યાર્કવાળો દારૂ થોડો થોડો આપ્યો, અને બીજી ટોળીને તેટલુંજ પાણી દરરોજ આપવામાં આવ્યું. એક ટોળીને તે જે મદ્યાર્ક આપતો હતો તે તો ઘણો થોડો હતો, અને એટલો નરમ હતો કે એક માણસ દરરોજ એક ચાર ટકા મદ્યાર્કવાળું નાનું દારૂનું ગ્લાસ પીએ અને તે તેના પર જેટલી અસર કરે લગભગ તેટલીજ અસર તે દરેક 'ગીનીપીગ' પર કરે. જાનવરોના અવલોકન દરમ્યાન મદ્યાર્ક અપાતી ટોળીને ૬૮ બચ્ચાં જનમ્યાં, જેમાંનાં ૨૫ એટલે ૩૬.૭૮ ટકા જન્મ વખતે મરેલાં હતાં અથવાતો જલદીથી મરણ પામ્યાં, અને ૪૩ એટલે ૬૩.૨૪ ટકા જીવતાં રહ્યાં, તેજ વખત દરમ્યાન જે જાનવરોને પાણી અપાતું હતું. તેઓએ ૬૯ બચ્ચાંને જન્મ આપ્યો, જેમાંનાં ફક્ત ૧૫, એટલે ૨૧.૭૪ ટકા જન્મ

પહેલાં અથવા જન્મ પછી તરતજ મરી ગયાં, અને ૫૪ એટલે ૭૮.૨૬ ટકા જીવતાં રહ્યાં. જે જાનવરોને દારૂ મળતો હતો તેઓમાં બચ્ચાંનું મરણપ્રમાણ જેઓને પાણી મળતું હતું તેઓ કરતાં ૧૫ ટકા વધારે હતું. વળી, બેઉ ટોળીનાં જીવતાં બચ્ચાંઓનાં વજનના દરરોજના સરાસરી વધારામાં પણ ફેર હતો. પહેલા ૧૧૦ દિવસોમાં દારૂ પીનાર જાનવરોમાં વજનનો સરાસરી વધારો ૪.૩૦ ગ્રામ હતો; અને પાણીવાળી ટોળીમાં ૫.૫૦ ગ્રામ હતો, એટલે પાછલીના લાભમાં ૧.૨૦ ગ્રામનો ફેર હતો.

ન્યુયોર્કની કોર્નેલ વિશ્વવિદ્યાલયની દાક્તરી શાખાના દાક્તર ચાર્લ્સ આર. સ્ટોકાર્ડે પણ મદ્યાર્ક આપવાથી 'ગીનીપીગ્સ'નાં બચ્ચાંને કેવી રીતે ઈજા થાય છે તેનો અભ્યાસ કર્યો હતો. સારી રીતે પસંદ કરેલાં જાનવરોની બે ટોળીમાં માત્ર એટલોજ તફાવત હતો કે, એક ટોળીના નર કે માદા અથવા બેઉને થોડો થોડો દારૂ આપવામાં આવ્યો, પણ ઘેન ચઢે એટલો નહિ. જે ટોળીમાં નર અને માદા બંનેને અથવા એકને દારૂ મળ્યો તેમાં ૪૨ વેતરનાં પરિણામે ૧૮ બચ્ચાં જન્મ્યાં. આમાંનાં ૧૧ મરી ગયાં અને માત્ર જે સાત જીવ્યાં તેમાંનાં ૫ ખોડ-ખાંપણવાળાં હતાં. જે ટોળીમાં નર અને માદા બંને દારૂથી અલગ રહ્યાં હતાં તેમાં ૯ વેતરમાં ૧૭ બચ્ચાં જન્મ્યાં અને તેઓ બધાં જીવતાં તથા તંદુરસ્ત હતાં. જ્યારે 'ગીનીપીગ' પર અખતરો ચાલુ હતો ત્યારે તેઓને વિષે દા. સ્ટોકાર્ડ કહે છે કે; "તેઓમાંનાં ઘણાંખરાં પ્રયોગો દરમ્યાન કદમાં વધ્યાં અને જાડાં થયાં. તેઓની સામાન્ય તંદુરસ્તી અને વર્તણુક પરથી એમ જણાયું કે તેઓ સારી સ્થિતિમાં હતાં, તેથી કોઇ એવો દાવો કરી શકે નહિ કે એક મનુષ્ય વારંવાર જેટલો દારૂ લે છે તેના પ્રમાણમાં 'ગીનીપીગ'ને વધારે દારૂ આપવામાં આવ્યો હતો.

ક્લાર્ક વિશ્વવિદ્યાલયના દા. સી. એફ. હોજે કુતરાંનાં બચ્ચાં પર થતી દારૂની અસરનો અભ્યાસ કીધો. કુતરાંની એક જોડીને ત્રણ મહિનાની ઉમ્મરે તેઓના ખોરાક સાથે તેણે દારૂ આપવા માંડ્યો, પણ કેફની નિશાનીઓ જણાય એટલો તે કદી આપતો નહિ. આ જોડીને ૨૩ બચ્ચાં જન્મ્યાં,—જેઓમાંનાં ૧૫ મરેલાં હતાં, ૮ કદરૂપાં હતાં અને આમાંનાં ૪ ત્યાર પછી મરી ગયાં, અને માત્ર ચાર બચ્ચાં જીવતાં રહ્યાં.

કુતરાંની બીજી જોડી કે જેને દારૂથી નિરાળી રાખવામાં આવી હતી તેઓને ૪૫ જીવતાં બચ્ચાં આવ્યાં, ૪ કદરૂપાં હતાં અને ૪૫માંનાં ૪૧ જીવી શક્યાં.

૯. **મનુષ્ય:** ફીનલંડના પ્રોફેસર લાયેટીનેને મદિરાપાન કરનારાં માબાપોનાં છોકરાં ઉપર થતી દારૂની અસરનો બહોળો અભ્યાસ કીધો છે. ફીનલંડના એક ગામમાં તેણે ૫૦ મિતાહારી અને ૫૯ મદિરાપાન કરનારાં કુટુંબો શોધી કાઢયાં. જે કુટુંબો લગભગ લગ્ન પછી મદાર્ક-વાળા દારૂથી અલગ રહ્યાં હોય, એઓને મિતાહારી કુટુંબો ગણ્યાં. આ ૧૦૯ કુટુંબોમાં ૪૮૯ બાળકો જન્મ પામ્યાં. મિતાહાર કુટુંબોમાં ૬.૩ ટકા નબળાં બાળકો હતાં અને મદ્યપાન કરનાર માબાપોનાં ૮.૨ બાળકો નબળાં હતાં. મદ્યપાન કરનારાં કુટુંબોને પરહેજગાર કુટુંબો કરતાં ૧૩ગણાં નબળાં બાળકો હતાં. દારૂથી વિરક્ત ઘરોમાં બાળકોમાંથી ૧૮.૫ ટકા મરણ પામ્યાં, પરંતુ પીનાર માબાપોએ મરણદ્વારે પોતાનાં બાળકોમાંથી ૨૪.૮ ટકા ગુમાવ્યાં, કે જે મિતાહાર માબાપોએ ગુમાવેલાં બાળકોથી ૩ વધારે છે. મિતાહાર કુટુંબોમાં બધા જન્મોમાંથી ૦.૯૪ ટકા ગર્ભસ્રાવો હતા, પીનાર કુટુંબોમાં ૬.૨૨ ટકા હતા, કે જે લગભગ સાતગણા વધારે છે.

તેનો અભ્યાસ આગળ ચલાવતાં દા. લાયેટીનેને ૫,૭૩૬ કુટુંબોમાં બધાં મળીને ૧૯,૫૧૯ છોકરાંની તપાસ કીધી. આ કુટુંબોના ત્રણ વર્ગો પાડવામાં આવ્યા. મિતાહાર કુટુંબોએ બીલકુલ દારૂ પીધો ન હતો અથવા લગભગ લગ્ન પછી દારૂ લીધો ન હતો. સમધાત પીનારાંઓ ચાર ટકા મદાર્કવાળા "ફીનીશ બીર" જાતના દારૂના એક ગ્લાસ કરતાં દરરોજ વધારે પીતાં ન હતાં. તે કરતાં જેઓ વધારે પીતાં હતાં તેઓને બેહદ પીનારા ગણવામાં આવ્યા. મિતાહાર માબાપોએ મરણદ્વારે પોતાનાં બાળકોમાંથી ૧૩ ટકા ખોયાં; સમધાત પીનારાઓએ ૨૩ ટકા, જે મિતાહારીઓ કરતાં ૧૦ ટકા વધારે છે; અને બેહદ પીનાર માબાપોએ ૩૨ ટકા ખોયાં, જે ૧૯ ટકા વધારે છે, એટલે મિતાહારીઓથી લગભગ અઢીગણાં વધારે છે. જો પીનાર કુટુંબોએ મિતાહાર કુટુંબોના જેટલા ટકાજ (૧૩) ગુમાવ્યાં હોત તો તેઓએ ૨,૧૫૬ બાળકો ખોયાં હોત, પણ તેઓએ ખરેખર ૪,૫૬૩ ખોયાં, અને ૨,૪૦૭નો આ વધારો, જો કે તદ્દન નહિ પણ ઘણે ભાગે માબાપોએ કરેલા દારૂના ઉપયોગને લીધે હતો.

મિતાહારીઓમાં થએલા બધા જન્મોમાં ગર્ભસ્રાવોની સંખ્યા ૧.૦૭ ટકા હતી, સમધાતીઓમાં તે ૫.૨૬ ટકા હતી, જે મિતાહારીઓથી ૪.૧૯ ટકા વધારે છે; અને બેહદ પીનારાઓમાં તે ૭.૧૧ ટકા હતી, જે મિતાહારીઓથી ૬.૦૪ ટકા અને સમધાતીઓથી ૧.૮૫ ટકા વધારે છે. પ્રોફેસર લેપડીનેને કહ્યું કે, "જો આપણે આ સત્ય હકીકતો પર મનન ચલાવીએ તો આપણને માલમ પડે છે કે સઘળાં અવલોકન, પછી તે નાના કે મોટા પ્રમાણમાં કરવામાં આવ્યાં હોય, તો પણ તે પરથી એનેએજ વાત જણાય છે કે માબાપો થોડું થોડું પીએ તોપણ મદ્યપાન તેઓની ઓલાદો પર અવનતીકારક અસર કરે છે.

દા. ડબ્લ્યુ. સી. સલીવાનને શોધખોળ પરથી માલમ પડ્યું કે મદિરાપાન કરનારી માતાઓએ પોતાનાં ૧૨૫ બાળકોમાંથી ૫૫.૨ ટકા ગુમાવ્યાં. તેને માલમ પડ્યું કે તેઓની સગી ૨૮ સ્ત્રીઓ, કે જેઓ મિતાહાર હતી અને જેઓના ધણી પણ મિતાહાર હતા, તેઓએ પોતાનાં બાળકોમાંથી ૨૩.૯ ટકા ગુમાવ્યાં. આગલીઓએ પોતાનાં બાળકોમાંનાં અરધાં ઉપર ખોયાં, અને પાછલીઓએ પાથીએ ઓછાં ગુમાવ્યાં. વળી તેને એમ પણ જણાયું કે જેમ જેમ માતાઓ દારૂના વ્યસનમાં વધારે અને વધારે પડતી ગઇ તેમ તેમ બાળકોની મરણસંખ્યા વધતી ગઇ. ૧૨૦ દારૂ પીનાર માતાઓનાં ૪૪૪ છોકરાંનું અવલોકન કરવાથી જણાયું કે પ્રથમજનિત ૮૦ છોકરાંમાંથી ૩૩.૯ ટકા મરણ પામ્યાં; બીજી વાર જનમેલાં ૮૦ છોકરાંમાંથી ૫૦ ટકા મરી ગયાં; ત્રીજી વાર જનમેલાં ૮૦ છોકરાંમાંનાં ૫૨.૬ ટકા મરી ગયાં; અને ચોથી તથા પાંચમી વાર જનમેલાં ૧૧૧ છોકરાંમાંથી ૬૫.૭ ટકા મરણ પામ્યાં; અને છઠ્ઠીથી દસમી વાર સુધી જનમેલાં ૯૩ છોકરાંમાંથી ૭૨ ટકા મરણ પામ્યાં. "જીવતાં છોકરાંમાંનાં ૪.૧ ટકા ફેફરાંવાળાં હતાં; બીજાં માનસિક ખોડવાળાં હતાં."

આના સંબંધમાં શામશૂનની વાર્તા રસભરેલી છે. ઇસ્રાએલપુત્રોને મિસરમાંથી છુટાં કરવામાં આવ્યાં હતાં અને તેઓ કનાન દેશમાં રહેતાં હતાં, કે જે દેશ દેવે તેઓના પિતા ઈબ્રાહીમને આપવાનું વચન આપ્યું હતું. પણ મુસા તથા યહોશુઆના મરણ પછી ઇસ્રાએલ લોકો, જે લોકોમાં તેઓ રહેતા હતા તેમના જેવા પાપી થયા. તેઓ દેવને વિસરી ગયા, તેથી શિક્ષા તરીકે ચાળીસ વરસ સુધી તેઓને તેણે પલિસ્તી

લોકોના હાથમાં પડવા દીધા. જ્યારે લોકોએ દયા માટે દેવની આજીજી કીધી ત્યારે તેણે એક જોરાવર આગેવાન કે જેને ઘણું શારીરિક બળ આપવામાં આવ્યું હતું તેને ઉભો કરીને તેઓને બચાવ્યા. દેવે ખાસ કાળજી રાખી કે તે સારી રીતે જન્મે, જેથી ખરાબ કુળને લીધે તેનું બળ બગડવા પામે નહિ. તેની માને છોકરાં ન હતાં. ઈશ્વરે મોકલેલો એક દેવદૂત એક દિવસ તેની પાસે આવ્યો અને તેને કહ્યું, "જો, તું તો વાંઝણી છે, ને તને ફરજન થતાં નથી; પણ હવે તને હમેલ રહેશે, ને પુત્રનો પ્રસવ થશે. માટે કૃપા કરીને તું સાવધાન રહેજે, દ્રાક્ષરસ કે મદ્ય પીશ નહિ; ને કંઈ અશુદ્ધ વસ્તુ ખાઈશ નહિ; કેમકે, જો, તને હમેલ રહેશે, ને પુત્રનો પ્રસવ થશે,...ને તે પલિસ્તીઓના હાથમાંથી ઈસ્રાએલને ઉગારવા માંડશે" (ન્યાયાધીશ ૧૩; ૩-૫). જ્યારે શામશૂન પુખ્ત ઉમ્મરનો થયો ત્યારે તેણે પોતાના લોકોને ઉગારવામાં પોતાનું બળ વાપર્યું. તેની માએ દારૂ પીધો નહિ, જેથી તેના છોકરાને જન્મથી મજબુત અને તંદુરસ્ત શરીર વારસામાં મળ્યું.

ઉપરની બાબતો પરથી એ સ્પષ્ટ રીતે દેખાય છે કે એકલાં બેહદ મદ્યપાન કરનારાંનાં બાળકોનેજ નહિ પણ સમધાત પીનારાંનાં બાળકોને પણ દારૂના વપરાસના પ્રમાણમાં ખમવું પડે છે. માબાપોમાંથી એક અથવા બન્ને પીનાર હોય તોપણ આ ખરૂં છે. એક સ્ત્રી કે જેનો પહેલો પતિ મિતાહાર હતો તેણે ત્રણ આરોગ્ય બાળકોને જન્મ આપ્યો, તેનો બીજો પતિ કે જે પીનાર હતો તેનાથી તેણે ત્રણ ખોડવાળાં બાળકોને જન્મ આપ્યો; અને જે બે છોકરાં તેના ત્રીજા મિતાહાર ધણીથી જન્મ્યાં તેઓ જેવાં જોઈએ તેવાં તંદુરસ્ત બાળકો હતાં. જેઓ હદ ઉપરાંત મદિરાપાન કરે છે તેમના વંશજોનું વલણ ત્રીજી અથવા ચોથી પેઢીએ નાબુદ થવાનું હોય છે. મધ્યમસર પીનારાંમાં બાળકોમાં વધતી મરણસંખ્યા ઉપરાંત જેઓ જીવે છે તેઓનું વલણ ઘણી રીતે ખોડ-વાળાં થવાનું હોય છે. જેથી તેઓ જોઈએ તેટલા પ્રમાણમાં કાર્યસાધક હોતાં નથી અને વારંવાર નાની વયે મરણ પામે છે. જે જુવાન લોકો તથા માબાપોને પોતાને માટે મજબુત આરોગ્ય બાળકો પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેઓએ મદ્યપાન તથા બીજી બધી કુટેવોથી અલગ રહીને તેઓને સારી રીતે જનમવાનો હક આપવો જોઈએ. જે બધા લોકો

ગ્રહેરીઓ જાતિનું પરમહિત ઈચ્છતા હોય તેઓએ લોકોને તેમના પોતાના ભલાને અર્થે તથા તેમના જનમ્યા વગરનાં બાળકોની સહીસલામતી માટે મદ્યપાનથી પરહેજ રહેવા કેળવવા માટે અનંતા પ્રયત્નો કરવા જોઇએ. વળી મદ્યાર્ક (આલ્કોહોલ)વાળા બધા દારૂની બનાવટ તથા વેચાણની બંધી કરવા માટે સરકાર ઉપર મજબુત દબાણ આણવા પણ તેમજ કરવું જોઇએ. ઇન્સાફ તથા યોગ્ય તક માટેનો જન્મ પામ્યા વગરનાં બાળકોનો સ્વાભાવિક હક એ બે વાત પરથી આપણે ત્વરાથી તથા એકત્ર બળથી એ કામ કરીએ એવી જરૂર જણાય છે.

## ૨. જીવનની અનુકૂળ પરિસ્થિતિ પર મદ્યપાનની કેવી રીતે અસર થાય છે.

જે બાળકને મદ્યપાનને લીધે સારા કુળનો નકાર કરવામાં આવે છે તેને ઘણું કરીને તેજ માઠા કારણથી જીવનને માટે અનુકૂળ પરિસ્થિતિ મળતી નથી. જો મા મદ્યપાન કરે તો તેના બાળકને માટેના તેના દૂધ પર અસર થશે. દા. મીસીસ મેરી શાર્લીબ જણાવે છે કે, "દારૂ લેનાર માતાના દૂધમાં મદ્યાર્ક હોય છે એટલુંજ નહિ પણ તે બીજી રીતે બાળકના પોષણ માટે નાલાયક છે. તેમાં નાઇટ્રોજનવાળા પદાર્થો, સાકર, ચરબી, વગેરેનો યોગ્ય પ્રમાણમાં સમાવેશ થતો નથી, અને તેથી તે તંદુરસ્ત શરીરના બંધારણ માટે લાયક નથી." પ્રોફેસર બંગે બહોળી તપાસ બાદ ઘણી સ્ત્રીઓ પોતાનાં બાળકોને કેમ ધવાડી શકતી નથી તે વિષે જણાવ્યું કે, "એવો નિયમ છે કે જો બાપ મદ્યપાન કરનાર હોય તો દીકરી પોતાની ધવાડવાની શક્તિ ગુમાવે છે." બાળકને માટે તેની માના દૂધ જેટલું બીજું કોઇ દૂધ સારૂં નથી. આ ખોરાકને મદ્યાર્ક વડે ખરાબ કરવો, અથવા તેના દાદાના દારૂના વ્યસનને લીધે તેને તેનો નકાર કરવો એ ઉછરતા બાળક માટે ભારે અડચણ છે.

પીનાર માબાપો ઘણી વાર એવાં અવિચારી હોય છે કે તેઓ પોતાનાં છોકરાંને દારૂ આપે છે, કે જે તેમના નૈતિક, માનસિક તથા શારીરિક વિકાસમાં મોટા અંતરાય નાખે છે. બીજાઓને દારૂ માટેની લાલસા વારસામાં મળે છે, અથવાતો તેઓનાં માબાપના દાખલાને લીધે દારૂના વ્યસનમાં પડે છે. દારૂડીઆના ઘરકુટુંબની અસર તેતો તેનાં બાળકોને હાનિકારક, તેની જાતને માટે નામોશીભરેલી અને સમાજને

સારૂ એખમકારક છે. ચીકાગો શહેરમાં કુટુંબો અસ્તવ્યસ્ત થઇ જવાનાં કારણોની તજવીજથી જણાય છે કે ૪૬ ટકા અથવા લગભગ અરધાં દારૂને લીધે થયાં. લોકોની મોટી સંખ્યાની જીંદગીઓમાં, વળી તેઓનાં કુટુંબોમાં અને દેશના સામાજીક જીવનમાં કુસંપ તથા દુ:ખને માટે મોટે ભાગે દારૂ જવાબદાર છે. દારૂની દુકાનોની અસર નિરંતર માઠીજ છે. જુવાનોને તથા જે બધાં દારૂની લતમાં પડયાં હોય તેઓને માટે પરીક્ષણનું તે ભાથુક મૂળ છે. ગરીબ માણસની સખત મજુરીથી મેળવેલા પૈસા બદલ દારૂનું પીઠું તેને ઝેરી પીણું આપે છે, કે જે તેને ઓછો ચંચળ કામદાર બનાવે છે, તેની આરોગ્યતાની પાયમાલી નજીક લાવે છે, તેની માનસિક શક્તિઓને નબળી પાડે છે, તેના ઘરમાં તથા તેનાં સગાંઓમાં દુ:ખ તથા દળદર લાવે છે, તેના પડોસીઓને તે અપ્રિય થઇ પડે છે, તથા સમાજને તે હાનિકારક નીવડે છે, તેની ઓલાદને અવનતી વડે કરમતી દે છે, તેના સ્વભાવને બગાડે છે અને સ્વર્ગના આનંદથી તેને વિમુખ રાખે છે. મદ્યપાનને પરિણામે પેદા થએલા હૃદયસંતાપ, પાયમાલ થએલાં જીવન તથા કુટુંબો અને કરૂણાપાત્ર બનાવો વિષે કહેવા માટે ઘણાં પુસ્તકો લખવાં પડે! જે ગાઢ સંબંધ ઘણું કરીને દારૂનાં પીઠાં તથા છિનાળવાડા વચ્ચે હોય છે તે બતાવે છે કે આ બે બદીઓ પ્રતિકુળ પરિસ્થિતિ ઉત્પન્ન કરવામાં લગોલગ કામ કરે છે, કે જે ઘણા લોકો માટે ખરે રસ્તે ચાલવું એ કઠણ બનાવે છે અને ખરાબ રસ્તે ચાલવું એ સહેલું બનાવે છે. જેમ વાડીમાંથી ખડ કાઢવામાં આવે છે તેમ આપણાં શહેરો, ગામો તથા ગામડાંમાંથી આ અધમ વાતોને ખસેડવાથી છોકરા તથા છોકરીઓની મોટી સંખ્યા મજબુત, શુદ્ધ અને ઉમદા પુરૂષો તથા સ્ત્રીઓ થશે; નહિતો તેઓ તેમની નજર આગળ સદા હાજર રહેનાર લાલચને વશ થશે અને નાશ પામશે. માબાપો તથા શહેરીઓ તરીકે આપણું કર્તવ્ય તથા સરકારનું કર્તવ્ય એ છે કે ઉછરતાં છોકરા અને છોકરીનો બચાવ થાય તેમ યથાશક્તિ કરવું. ગ્લેડસ્ટને કહ્યું છે કે, "સરકારનું વાજબી કર્તવ્ય એ છે કે ભલું કરવા માટે લોકોનો માર્ગ સરળ બનાવવો અને ભુંડું કરવાનો માર્ગ મુશ્કેલ બનાવવો."

ધર્મોપદેશકોએ લોકોને મદ્યપાનની સામાજીક આફત સામે ચેતવણી આપી છે. એક મરાઠી કાવ્યમાં કહ્યું છે કે, "દારૂને ઝેર ગણો,

સારી સોબત રાખો, કેમકે નઠારી સોબત ભુંડાઇનું મૂળ છે." દારૂએ અને ખરાબ સોબતીઓએ, જેમના વિષે સારી આશા રખાય, એવા ઘણા યુવકોની પાયમાલી કરી છે. "જેઓ દ્રાક્ષરસ પીવામાં પરાક્રમી, ને દારૂ મિશ્રિત કરવામાં બળવાન માણસ તેઓને અફસોસ! તેઓ લાંચને લીધે દુષ્ટને ન્યાયી ઠરાવે છે, ને ન્યાયીનું ન્યાયીપણું લઇ લે છે" (યશા. ૫; ૨૨, ૨૩). બળવાન માણસો અને મદ્યપાન કરનારા અધિકારીઓ ગરીબો તથા લાચારો પર જુલમ થવા દે છે, અને ઘણી વાર જુલમ ગુજારનાર તેઓ પોતેજ હોય છે. "દ્રાક્ષરસ પીવો એ રાજાઓને ન ઘટે, ને મદિરા ક્યાં છે એમ કહેવું હાકેમોને ન શોભે, રખે તેઓ પીને નિયમને વિસરી જાય, અને કોઇ દુઃખિતનો ઇન્સાફ ઉંધો વાળે" (દષ્ટાં. ૩૧; ૪, ૫). દાનીયેલના પાંચમા અધ્યાયમાં એક રાજાની વાત છે કે જેણે મદિરાપાનથી તથા આજ્ઞાપાલન ન કરવાથી પોતાનું રાજ્ય ગુમાવ્યું. જે માણસો મદ્યપાન કરતા હોય તેઓના હાથમાં સેનાઓ તથા રાજ્યો સહીસલામત નથી. જ્યાં નેતાઓ મદ્યપાન કરે છે ત્યાં તેઓનો દાખલો લોકો પાસે મદ્યપાન કરાવે છે. "જે પોતાના પડોસીને મદ્ય પાય છે અને વળી તેને છાકટો બનાવે છે તેને અફસોસ છે!" (હબા. ૨; ૧૫). એજ અધ્યાયની બારમી કલમમાં આ શબ્દો છે: "જે જન રક્તથી નગર બાંધે છે, ને અન્યાયથી નગરને સ્થાપિત કરે છે તેને અફસોસ!" દારૂ અને કેફી પદાર્થોના વેપાર જેટલી ખરાબી, બિમારીઓ અને મરણો કોણ પેદા કરે છે? તો પણ માણસો બીજાઓને દારૂ પૂરો પાડવાનો ધંધો કરે છે, જેકે તે તેઓની પાયમાલી કરે છે, અને આ અન્યાયને સરકારની મંજુરી તથા આશ્રય છે. આબકારીના પૈસાથી નિશાળો ચલાવાય છે અને કેટલેક અંશે સરકારનો ખરચ પુરો પડે છે. દારૂ પીનારને સરકાર તથા દારૂનો વેપાર એ બેઉને વેરો આપવો પડે છે, જેમાંનો પાછલો તેની તંદુરસ્તીને નુકશાન કરે છે અને તેની કમાવાની શક્તિ ઘટાડે છે. પાઉલ સલામતીનો રસ્તો સુઝાડે છે; "માંસ ન ખાવું, ને દ્રાક્ષરસ ન પીવો ને જે કશાથી તારો ભાઇ ઠેસ ખાય છે તે ન કરવું એ તને ઘટારત છે" (રૂમી. ૧૪; ૨૧). મદ્યમસાર પીનારે પોતાના દીકરા તથા પડોસીઓ કે જેઓ તેનો દાખલો લઇને પાયમાલ થાય તેમની ખાતર દારૂથી પરહેજ રહેવું જોઇએ. દારૂનાં પીઠાં

કે જેઓ નબળાને, જુવાનને અને અજ્ઞાનીને દારૂની લાલચને આધિન કરે છે તેઓને બંધ કરવાં જોઈએ.

### ૩. મદ્યાર્ક ઇચ્છાશક્તિને કેવી રીતે નબળી બનાવે છે.

જાતિબંધારણમાં તથા દરેક માણસના જીવનમાં ઇચ્છાશક્તિ એક અગત્યનું અંગ છે. કુળ તેને જે શક્તિઓ આપે છે તે કેવી હોવી જોઇએ તે વિષે તેની જાતને કંઇ સત્તા હોયજ નહિ. તેની પરિસ્થિતિ મોટે ભાગે તેના દેશજનોથી ઘડાએલી હોય છે. તેને આત્મિક આશીર્વાદો પ્રભુ તરફથી મળે છે, ઇચ્છાશક્તિ તેના પોતાના અસ્તિત્વમાં ઠરાવ કરનારૂં અંગ છે. તે તેના જીવનને માટે ચાવીરૂપ છે. જો તે ભુંડાનો અનાદર કરવા માગે અને સારૂં ગ્રહણ કરવા માગે તો તેનેજ કાર્ય કરવુંજ પડે. જીંદગીમાં ફતેહ મેળવવામાં જે મુશ્કેલીઓ અટકાવ કરે તેઓને દૂર કરવા માટે તેણે દૃઢ ઇચ્છાશક્તિનો ઉપયોગ કરવો જોઇએ. દારૂનું વ્યસન ઘણા લોકોને નિષ્ફળ બનાવે છે: આ બીના તેઓમાંના ઘણાઓને સત્ય જણાય છે, તોપણ તેઓમાંના ઘણાજ થોડાને દારૂનું વ્યસન છોડવા પુરતી ઇચ્છાશક્તિ હોય છે. એનું શું કારણ?

દારૂનું વ્યસન છોડવાનું પીનાર માણસને આટલું વસમું કેમ જણાય છે તેનાં બે કારણો છે. પહેલું મદ્યાર્કની કુદરતી વૃત્તિને લીધે છે, કે જે પીનારમાં પોતાને માટે વધુ ઇચ્છા પેદા કરે છે. આજે દારૂનું એક ગ્લાસ ઇચ્છિત અસર પેદા કરે છે; બીજે વરસે, પીનારની દારૂ માટે સદા વૃદ્ધિ પામતી તરસ છીપાવવાને બે ગ્લાસોની જરૂર પડશે. વખત જતાં છાક લાગે તેટલો દારૂ તે ગટગટાવે ત્યાં સુધી તેને સંતોષ વળશે નહિ. બીજું કે દારૂ પીનારની ઇચ્છાશક્તિને નબળી પાડવાની મદ્યાર્કનું વલણ. તે પ્રથમ દારૂનું વ્યસન પડયા પહેલાં તે સહેલાઇથી મદ્યપાનની લાલચ સામે થઇ શકયો હોત, પણ અનેક કારણોને લીધે તેણે તેમ કીધું નહિ, અને હવે તેને માલમ પડે છે કે તેને દારૂનું જબરૂં વ્યસન પડયું છે. અને તેને દિલગીરીસાથે જણાય છે કે વ્યસનની સામે થવાની તેની શક્તિ નબળી પડીછે, તેનું મનોબળ ભાંગી ગયું છે, અને તે દારૂનો ગુલામ થયો છે. તેને શું બચાવી શકે? કેટલાક જેઓને અસાધારણ મનોબળ હતું તેઓને પરહેજગારીની કેળવણીએ સુધાર્યાં છે, બીજા ઘણાઓને ઇશ્વરે તથા ધર્મે મદદ કરી છે; પણ જ્યાં સુધી સરકાર દારૂના વેપારની બંધી

ફરીને તેઓની આગળથી લાલચ દૂર કરશે નહિ ત્યાં સુધી મોટા ભાગને બચાવી શકાશે નહિ. ત્યારે પણ કેટલાક મક્કમ પીનારાને બચાવાશે નહિ, પણ જુવાનોને તેઓની જગ્યા લેતાં અટકાવ કરવામાં આવશે.

માણસને મદ્યપાન જે ભયંકર નિરાશામાં લાવી નાખે છે તેનો ચિતાર જ્ઞાની પુરૂષ સુલેમાન દૃષ્ટાંતવચનોના ૨૩મા અધ્યાયની ૩૩થી ૩૫મી કલમોમાં આપે છે. પોતાની કેફી ઘેલછામાં બિચારો પોતાના મનમાં કહે છે કે "હું ક્યારે જાગીશ? હું હજી ફરીથી તે શોધીશ." મદ્યપાનની સામા થવાને તેને હવે શક્તિ નથી, તેની ઇચ્છાશક્તિ સમુળગી ભાંગી ગઇ છે. પાઉલ પ્રેરિત જો કે તે કોઇ વખતે છાકટો ન હતો તોપણ તે પોતાની ઇચ્છાશક્તિ બાબતે મુસ્કેલીમાં આવ્યો હતો. તે સંબંધી તેણે લખ્યું કે: "હું જાણું છું કે મારામાં એટલે મારા દેહમાં, કંઇજ સારૂં વસતું નથી; કારણ કે ઇચ્છવાનું તો મારામાં છે, પણ સારૂં કરવાનું નથી. કેમકે જે સારૂં હું ઇચ્છું છું તે કરતો નથી, પણ જે ભુંડું હું ઇચ્છતો નથી તે કરૂં છું;—હું કેવો દુર્ભાગ્ય માણસ છું, મને આ મરણના શરીરથી કોણ છોડાવશે? આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તને આસરે હું દેવની ઉપકારસ્તુતિ કરૂં છું" (રૂમી. ૭; ૧૮, ૧૯, ૨૪ અને ૨૫) જેમ પ્રભુ ઇસુએ પાઉલને પાપ ઉપર જય આપ્યો, તેમજ તે જેઓ મદ્યપાનના ગુલામ છે તેઓને પાપના બંધનમાંથી મુક્ત કરવા શક્તિમાન છે. એવા ઘણાઓને તેણે બચાવ્યા છે, અને જે બધા તેનો વિશ્વાસ કરશે અને તેની આજ્ઞા માનશે તેઓને તે બચાવશે. દરરોજ પ્રાર્થના કરો કે જેઓ દારૂનું વ્યસન છોડવા ઇચ્છતા હોય તેઓને પ્રભુ બચાવે અને વળી હિંદુસ્તાનમાંથી દારૂરૂપી શાપ જલદીથી દૂર કરાય!

## ૪. મદ્યપાન કેવી રીતે આપણો દેવ સાથેનો સંબંધ જોખમમાં નાખે છે.

તેઓ સૌથી સુખી, સૌથી ઉપયોગી, સૌથી શુદ્ધ અને સારા, અને ન્યાય તથા માણસજાતના સૌથી મહાન પ્રેમીઓ છે કે જેઓને પ્રભુનો સ્પર્શ થયો હોય અને જેઓએ પોતાના જીવનમાં તેના તારણસાધક પરાક્રમનો અનુભવ કીધો હોય. અજ્ઞાન, પાપ, અનીતિ અને મદ્યપાન-સહિત બીજી ઘણી ભુંડાઇઓ માણસને દેવને ઓળખતો તથા તેની આજ્ઞા

બાબતો અટકાવે છે, અને તેથી પણ તેની નૈતિક તથા આત્મિક સદ્ભાવના ઉચ્ચતમ વિકાસમાં અંતરાયરૂપ થઇ પડે છે. સારૂં કુળ અને અનુકુળ ગુણો પ્રાપ્ત કરવા શક્તિમાન બનાવે છે. પણ તે બાબતો ઉપરાંત તેના જીવની લાયકાત પ્રમાણે દેવ તેની જીંદગીને ઉચ્ચતર નૈતિક તથા આત્મિક ગુણો બક્ષે અને તારણ પામવાનું તેને માટે શક્ય બનાવે એ તેને જરૂરનું છે. તેમના પોતાના મનોબળના ઉપયોગથી અને પ્રભુની સહાયથી ઘણા લોકો જેઓને જન્મથી આરોગ્ય શરીરો મળ્યાં નહોતાં તેઓએ વારસામાં મળેલી દુર્બળતા ઉપર જીત મેળવી છે, અને પ્રતિકુળ પરિસ્થિતિ છતાં ઉમદા તથા ફતેહમંદ જીવનો ગાળ્યાં છે. મદ્યપાન કરનારા માણસોએ તેમના મનોબળના ઉપયોગથી અને દેવની સહાયથી ચારિત્ર ફરીથી પ્રાપ્ત કર્યું છે એટલુંજ નહિ, પણ વળી દેવની કૃપાનો આનંદ ભોગવે છે, અને પોતાના જાતિ ભાઇઓનો વિશ્વાસ મેળવ્યો છે.

ધાર્મિક લોકો દારૂને કેમ ધિક્કારે છે અને શાસ્ત્રો તેનો એક સૌથી ધિક્કારપાત્ર વસ્તુ તરિકે કેમ તિરસ્કાર કરે છે તે તમે કહી શકો?" આ સવાલ 'ધી ઇન્ડીઅન સોશીઅલ રીફોર્મર'માં જણાવ્યા મુજબ કે, રંગરાવે કેટલાક કેદીઓને પૂછયો હતો. એક મજુર કે જે પોતાની સ્ત્રીનું ખુન કરવા માટે કેદખાનામાં હતો તેણે જવાબ આપ્યો; "દારૂ સૌથી ધિક્કારપાત્ર વસ્તુ છે કેમકે જે માણસ તે પીએ છે તે તેની મરણપથારીમાં પણ ઇશ્વર અને સ્વર્ગને બદલે દારૂ વેચનાર અને દારૂની દુકાનનો વિચાર કરશે." બીજો સવાલ આ હતો; "શું તમે કહી શકો, કેમ ઇશ્વર સૌથી ઉપયોગી કહેવાય છે?" એક અભણ ગામડીઆ મજુરે જવાબ આપ્યો; "ઇશ્વર સૌથી ઉપયોગી છે કેમકે જ્યારે આપણો પ્રાણ શરીરમાંથી નીકળી જાય છે ત્યારે વિશ્વાસ કરવા યોગ્ય સાથી માત્ર તેજ છે." દારૂ કે જે માણસને જન્મ લીધા પહેલાં નુકશાન કરે છે અને જ્યાં સુધી તે જીવે છે ત્યાં સુધી તેને જીવનની ઉત્તમ વસ્તુઓ અને આરોગ્યરહિત કરે છે, અને તેને માટે સ્વર્ગના દરવાજા બંધ કરે છે તે તેના શત્રુ જેવો છે, હા. તે જાતિનો તેમજ દેવનો પણ શત્રુ છે! જેઓ દારૂના વેપારને ટેકો આપે છે તેઓ એક દુશ્મનને મદદ આપે છે! જેઓ પરહેજગારીની હિલચાલને ટેકો આપે છે તેઓ સારા કુળ, અનુકૂળ પરિસ્થિતિને અને દેવના કાર્યની ફોજને મદદ આપે છે.

મદ્યપાને ઘણા માણુસો પાસે દેવને વિસરાવી દીધો છે અને તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરાવ્યું છે. "કેમકે જે બ્રાહ્મણ સુરાપાન કરે છે તે એક બ્રહ્મહત્યા કરનાર જેટલો પાપી છે" (શુક્રાચાર્ય). જ્યારે ધર્મ-નેતાઓ સુરાપાન કરે છે ત્યારે લોકોમાંના ઘણા તેઓનું અનુકરણ કરે. બાબેલના રાજાએ જીત્યા પહેલાં યરૂશાલેમ શહેરમાં આવી સ્થિતિ હતી. "અને એઓએ પણ દ્રાક્ષરસે કરીને ગોથાં ખાધાં છે, ને દારૂને લીધે એઓ ભૂલા પડ્યા છે; યાજક તથા પેગંબરે દારૂને લીધે ગોથાં ખાધાં છે, તેઓ-દ્રાક્ષરસમાં ગરક થયા છે, તેઓ દારૂના કારણથી ભૂલા પડ્યા છે. દર્શન વિષે તેઓ ગોથાં ખાય છે, ઇન્સાફ કરવામાં તેઓ ઠોકર ખાય છે" (યશા. ૨૮; ૭). આને પરિણામે લોકો ઘણું મદ્યપાન કરતા હતા અને તેઓને યહોવાહ માટે માન ન હતું. "અને સિતાર તથા વીણા, ડફ તથા વાંસળી તથા દ્રાક્ષરસ એ તેઓની ઉજાણીઓમાં છે, પણ યહોવાહના કામ પર તેઓ લક્ષ આપતા નથી, ને તેના હાથની કરણી તેઓ ધ્યાનમાં લેતા નથી" (યશા. ૫; ૧૨). કારણ કે યાજકોએ મદ્યપાન કીધું અને દેવની આજ્ઞા પાળી નહિ તેથી લોકોને ચેતાવવાને તથા ઉપદેશ કરવાને કોઇ ન હતું અને તેથી એવું પ્રાણઘાતક પરિણામ આવ્યું: "તે માટે મારા લોક અજ્ઞાનને લીધે બંદિપ્રવાસમાં ગયા છે" (યશા. ૫; ૧૩). જ્યારે કોઇ દેશ નબળો થાય છે અને તેની પ્રજામાંથી ઘણાની મદ્યપાનથી પાયમાલી થાય છે ત્યારે વિગ્રહને વખતે અથવા બીજા કોઇ મોટા અણીના પ્રસંગે તે નિષ્ફળ નીવડશે!

દેશના ખરા ધર્મનેતાઓ કરતાં બીજા કોઇને દારૂના વેપારના નાશ માટે વધારે ચિંતા નથી. જાતિના આ નાશ કરનાર સામે પગલાં લેવામાં તેઓ ફક્ત કાર્યસાધક ઉપાયોને ટેકો આપવા તૈયાર છે. આવા ઉપાય બે પ્રકારના છે:—(૧) વ્યક્તિને માટે સદંતર પરહેજગારી અને પુનરોદ્ધાર; (૨) દેશને માટે પ્રતિબંધ. સર્વોત્તમ પરિણામો લાવવા માટે બંને ઉપાય જરૂરના છે, પ્રતિબંધ દેશને મિતાહાર રાખે તો રાખે પણ જો કે તે ઇચ્છવા જોગ છે તોપણ પોતાના દેવને મળવા માટે માણુસને તૈયાર કરવા બીજું કાંઇ જોઇએ છે. તેનાં પાપો માફ કરાવાની જરૂર છે. પાપમાંથી ઉદ્ધાર વગર સુધારો સંપૂર્ણ થએલો કહેવાય નહિ. તેજ કરવા માટે ઇસુ ખ્રીસ્ત દુનિયામાં આવ્યો. "કેમકે ખોવાએલું શોધવા તથા

તારવા સારૂ માણસનો દીકરો "આવ્યો છે" (લુક ૧૯; ૧૦). "દેવનો પુત્ર એ સારૂ પ્રગટ થયો કે તે શેતાનનાં કામનો નાશ કરે" (૧ યોહાન ૩; ૮). જ્યારે ઈસુ માણસના હૃદયમાં દાખલ થાય છે, ત્યારે તે તેને શેતાનની સત્તામાંથી છુટો કરે છે; ત્યાર પછી તેના પર મદ્યની કંઈ સત્તા રહેતી નથી, તેમજ બીજા કોઈ પાપની સત્તા રહેતી નથી. જેમ જેમ ખ્રીસ્તના આત્માથી ભરેલા માણસોની સંખ્યા વધતી જશે તેમ તેમ તેઓના સરકાર ઉપરના લાગવગથી મદ્યપાનનિષેધ અને બીજા મનુષ્ય પ્રત્યે દયાના કાયદાઓ બાંધી શકાશે.

શાસ્ત્ર કહે છે કે, "સદાચારથી દેશજાતિ પ્રતિષ્ઠિત થાય છે, પણ પાપ કોઈ પણ પ્રજાને લાંછનરૂપ છે." વળી આપણને કહેવામાં આવ્યું છે કે, બાપદાદાઓના અન્યાયની શિક્ષા ત્રીજી અને ચોથી પેઢી સુધી છોકરાં ઉપર પડે છે. આ કથનોની સત્યતા ઈતિહાસ અને વૈજ્ઞાનિક શોધખોળ બંનેથી ખરી પાડવામાં આવી છે. ખાસ કરીને જ્યારે મદ્યાર્ક (આલ્કોહોલ)ની વંશપરંપરા અસર પ્રગટ કરવામાં આવી ત્યારે ઉપલી વાતો ખરી પડી છે. ગર્ભમાંનાં બાળકને જીંદગી અને ફતેહની યોગ્ય તકરહિત કરવું એ શું ન્યાય છે? તોપણ આ દેશની આબકારી આવક એક એવા ધંધામાંથી આવે છે કે જે આજ કામ કરી રહી છે? દારૂના વેપારને અજ્ઞાન, નિરાધાર અને નિર્દોષની પાયમાલી તથા વિનાશનું કામ જારી રાખવા દેવો તે ન્યાય નથી, ને વળી ઈન્સાફ તો નહિ, પણ પાપની કાર્યસાધક શક્તિ તથા બાપદાદાઓના અધર્મો આ નામોશીકારક વેપારને ચાલુ રહેવા દે છે. દારૂ પુરો પાડવાના દરેક મૂળને તથા તેને પહોંચાડવાનાં દરેક સાધનને બંધ થવા દો, તોપણ થોડીજ મુશ્કેલી વડે સરકાર બીજી કર નંખાય એવી વસ્તુઓમાંથી પોતાની મેહેસુલ મેળવી શકે. થોડાં વરસો પછી "વ્યક્તિ સ્વાતંત્રિય" ચાહનારાઓ દારૂને માટે પોકાર કરતા બંધ પડશે. આ ત્વરાથી થાય, તોપણ મદ્યપાન—જન્મ દેશજાતિ તરિકે આપણાં દુઃખોનો અંત આવશે નહિ. મદ્યપાન મારફતે નબળાઈ અને અવનતીનું બીજ હજારો કુટુંબોની નસોમાં વવાયું છે અને ત્રીજી અને ચોથી પેઢી સુધી પુરો પાક ઉતારાશે નહિ? આ એક કર્તવ્ય છે કે જેને હિન્દુસ્તાનના પુરૂષો તથા સ્ત્રીઓએ અને સરકારે પણ દરેક બાળકને જન્મ વખતે સારો જન્મહક

અપાય અને તેના માર્ગમાંથી દારૂની દુકાનની ભ્રષ્ટતાકારક અસરો ખસેડાય માટે આતુરતાથી માથે લેવું જોઇએ.

## ઉપસંહાર.

"આત્મજ્ઞાન" નામના પુસ્તકમાં પ્રોફેસર ટી. ડબ્લ્યુ. શેનને કહેલાં બે કુટુંબોનાં જીવનવૃત્તાંતો, કેવી રીતે ખરાબ કુળ અને મદ્યપાન કરનારના ઘરની ભ્રષ્ટતાકારક અસરો તેના બાળકનો બગાડ કરે છે તે, અને વળી કેવી રીતે સારૂં કુળ, અને નમુનેદાર કુટુંબની નૈતિક તથા ધાર્મિક અસરો ભવિષ્યની પ્રજાઓ માટે અકથ્ય આશીર્વાદો આણે છે, તે બતાવવું અહિં અસ્થાને નહિ ગણાશે.

મૅક્ષ જ્યુકસ:—"દુર્ગુણો તેમજ સદ્‌ગુણો કુટુંબોમાં ઉતરે છે. મૅક્ષ જ્યુકસ ૧૭૦૩માં જનમ્યો હતો. તે અને તેની સ્ત્રી બેઉ હલકી સ્થિતિનાં માબાપોથી જનમ્યાં હતાં. તે એક નિશાબાજ માણસ હતો અને કાયદાનો ભંગ કરવામાં આનંદ લેતો જણાતો હતો. તેની સ્ત્રી વેશ્યા હતી. અમે તેના વંશજોમાંના ૧૨૦૩ની હકીકત શોધી કાઢી છે અને તેઓ વિષે પુરતી તપાસ કરી છે. ૧૨૬ ચોરો અને ખુનીઓ હતા કે જેઓએ કેટલાંક વરસો કેદખાનાંમાં ગાળ્યાં હતાં; ૯૦ સ્ત્રીઓ વેશ્યા હતી; ૧૪૫ દારૂડીઆ હતા; ૨૮૫ ઘણાજ દુષ્ટ રોગોથી પીડાએલા હતા; અને ૪૦૦ એવા હતા કે જેઓને ક્ષય કે ફેફરૂં હતું, અગરતો મંદ બુદ્ધિ હતી ૧૧૦૩ અપરાધી હતા—એક પણ સારો નાગરિક ન હતો."

જોનાથાન ઍડવર્ડસ:—જોનાથાન ઍડવર્ડસ ૧૭૨૦માં જનમ્યો હતો. તેનું અને તેની સ્ત્રીનું કુળ ઉચું હતું. તેઓ સારી રીતે કેળવાએલાં હતાં. તેઓ નાનપણમાં ખ્રિસ્તી બન્યાં. અમે તેઓના વંશજોમાંના ૧૩૯૪ની હકીકત શોધી કાઢી છે, અને તેઓ વિષે તપાસ કરી છે. અમને જણાય છે કે ૧૩ વિશ્વવિદ્યાલયોના પ્રમુખો, ૧૨૩ કાલેજ અને વિશ્વવિદ્યાલયોમાં પ્રોફેસરો, ૭૨ આગેવાન લેખકો, ૯૬ વૈદો, ૨૦૦ ઉપરાંત ધર્મોપદેશકો હતા, ૪૦૦ ફતેહમંદ ધંધાદારીઓ; એક યુનાઇટેડ સ્ટેટ્‌સનો ઉપપ્રમુખ; મોટા શહેરના શેરીફો; યુનાઇટેડ સ્ટેટસના રાજ્યમંડળના સભાસદો અને કોંગ્રેસના પ્રતિનિધિઓ; પરરાજ્યોના બંદરોમાં પ્રધાનો હતા; ફક્ત એક જણે કુટુંબની કીર્તિને ડાઘ લગાડયો છે. તેનું નામ હારૂન બર હતું કે જેણે અલેક્ષાન્ડર હેમીલ્ટન સાથે દ્વંદ્વયુદ્ધ કર્યું હતું.

અમેરિકાએ દારૂના વેપારની બંધી કરી છે તેથી તે જે દેશોમાં લાખોને મદ્યપાનથી નબળા પડતા તથા નાશ થતા દેવાય છે તેઓ કરતાં માણસો તથા સ્ત્રીઓની વધારે જોરાવર જાતિ પેદા કરશે. દુનિયાના સૌથી ધનાઢ્ય, બળવાન, અને સુધરેલા દેશોમાંનો એક હોવા છતાં મદ્યપાનથી ઉત્પન્ન થતી કાર્યસાધકતા, અને દોલતની ખોટ ખમવાને પુરતો ધનાઢ્ય તેમજ એક ધંધો જે તેની પ્રજામાં નબળાઇ, રોગો અને મરણો છુટથી ફેલાવે છે તેને સાંખવાને પુરતો જોરાવર તેણે પોતાને ધાર્યો નહિ; અને તેથી દારૂના વેપારની બંધી થઇ.

તમે હિંદુસ્તાનને દોલતમાં વધારવા માગો છો? તેની પ્રજામાંથી લાખોની ગરીબાઇનો ખ્યાલ કરો! તેઓની સખ્ત મજુરીથી મેળવેલા પૈસા બદલ દારૂનાં પીઠાં તેઓને શું આપે છે?

તમારે કેળવણીમાં મોટો વધારો જોઇએ છે? દેશના નવદશાંશ ઉપર લોકો અભણ ગણાય છે. યાદ રાખો કે મદ્યપાન કરનાર વર્ગોને મિતાહાર વર્ગો કરતાં શીખવા માટે ઓછી મરજી હોય છે, વિદ્યા પ્રાપ્ત કરવા માટે ઓછી શક્તિ હોય છે, અને તેમના નિશાળે જતાં છોકરાં નિભાવવાને તેઓ ઓછા લાયક હોય છે.

તમને સૌથી મોટી હુન્નરી ખીલવણી જોઇએ છે? આ દેશની મોટી જરૂરીઆતોમાંની આ એક છે. મદ્યાર્ક નિપુણતાને બગાડે છે, અને સઘળી હુન્નરી ઉન્નતિને અટકાવે છે.

તમે લોકોનું આરોગ્ય સુધારવા માગો છો? મદ્યાર્કથી વધારે રોગો અને મરણો થાય છે.

તમને હિંદુસ્તાનને નૈતિક તથા ધાર્મિક શુદ્ધતામાં આગળ વધારવાનું ગમે છે? મદ્યપાન ચારિત્રને નબળું પાડે છે અને મનુષ્યની નૈતિક તથા આત્મિક જીંદગીનો નાશ કરે છે.

આખરે ભવિષ્યની પ્રજા "સારી રીતે જન્મેલી, સારી રીતે ઉછરેલી, અને સારી રીતે કેળવાએલી થાય એવું તમે ચાહો છો?" મદ્યપાન કરનારા વર્ગોમાં આ અશક્ય છે. મદ્યપાનરૂપી શાપને દૂર કરો તો હિંદુસ્તાનમાં એક વધુ બળવાન અને સારી જાતિના આગમન માટે તમે રસ્તો તૈયાર કરશો!

---

## દારૂ પીનારાનાં બાળકો પર થતી ભયંકર અસર.

બર્નના પ્રો. ડેમીએ ૨૦ કુટુંબોનું બારીક અવલોકન કર્યા પછી જે પરિણામ આવ્યું તે નીચે પ્રમાણે પ્રગટ કર્યું છે.

| દારૂ ન પીનારાં દશ કુટુંબોનું અવલોકન. ૬૧ છોકરાં કુલ જનમ્યાં તેઓમાં | દારૂ પીનારાં દશ કુટુંબોનું અવલોકન. ૫૭ છોકરાં કુલ જનમ્યાં તેઓમાં |
| --- | --- |
| **તંદુરસ્ત.**<br>○○○○○○○○○○<br>○○○○○○○○○○<br>○○○○○○○○○○<br>○○○○○○○○○○<br>○○○○○○○○○○ | **તંદુરસ્ત.**<br>○○○○○<br>○○○○○ |
| ૬૧ છોકરાંમાં ૫૦ છોકરાં તંદુરસ્ત નીવડ્યાં | ૫૭ છોકરાંમાં માત્ર ૧૦ તંદુરસ્ત હતાં. |
| **નબળાં અને ખોડીલાં નીકળ્યાં.**<br>૬૧ છોકરાંમાંથી માત્ર ૭ છોકરાંજ ખોડવાળાં અને નબળાં નીકળ્યાં.<br>◐◐◐◐◐◐◐ | **નબળાં અને ખોડીલાં નીકળ્યાં.**<br>૫૭ છોકરાંમાંથી ૨૨ ખોડવાળાં હતાં.<br>◐◐◐◐◐◐<br>◐◐◐◐◐◐<br>◐◐◐◐◐◐<br>◐◐◐◐ |
| **બાળપણમાં મરણ પામ્યાં.**<br>●●●●●<br>૬૧માંથી માત્ર પાંચ બાળકોજ બાળપણમાં મરણ પામ્યાં હતાં. | **બાળપણમાં મરણ પામ્યાં.**<br>●●●●●●●●●●<br>●●●●●●●●●●<br>●●●●●<br>૫૭માંથી ૨૫ બાળપણમાં મરી ગયાં. |

## જીંદગીનું સરાસરી પ્રમાણ

યુરોપિયન વીમા કંપનીઓના અનુભવ પ્રમાણે.

૨૦ વર્ષની ઉંમરે અને પછી દારૂથી તદ્દન દૂર રહેનાર

૨૦ વર્ષ — ૪૪ વર્ષ જીવવાનો સંભવ

સરાસરી જીંદગી — ૬૪ વર્ષ

૨૦ વર્ષની ઉંમરે અને પછી નિયમિત દારૂ પીનાર

૨૦ વર્ષ — ૩૧ વર્ષ જીવવાનો સંભવ

સરાસરી જીંદગી — ૫૧ વર્ષ

૧૩ વર્ષની ખોટ

૨૦ વર્ષની ઉંમરે અને પછી અતિશય દારૂ પીનાર

૨૦ વર્ષ — ૧૫ વર્ષ જીવવાનો સંભવ

સરાસરી જીંદગી — ૩૫ વર્ષ

૨૯ વર્ષની ખોટ

**આરોગ્ય અને લાંબી જીંદગી માટે દારૂથી દૂર રહેજો.**